# રાજસૂય યજ્ઞ

અંક ૧ લો

## જરાસંધવધ

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

# રાજસૂય યજ્ઞ

અંક ૧ લો

## જરાસંધવધ

મૂલ્ય:-
૦-૪-૦

જે. છ. ચૌધરી
હિ. જ. પંચોળી

**વ્હાલાં બાળકો,**

"સુદામો" સારો સત્કાર પામવાથી આ બીજું બાલનાટક તમારા હાથમાં મૂકીએ છીએ.

આ "રાજસૂય યજ્ઞ"ના એકંદરે ત્રણ અંક છે; પરંતુ ત્રણે અંક એકી સાથે બહાર પાડવાને બદલે દરેક અંક જુદો જુદો બહાર પાડવાનું અમે યોગ્ય ધાર્યું છે.

વીરરસથી ભરેલું આ નાટક તમને બહુ ગમશે એવી અમે આશા રાખીએ છીએ.

દુર્ગાષ્ટમી, ૧૯૮૪ } જે. છ. ચૌધરી
ગોપીપરૂં; **સુરત.** } હિ. જ. પંચોળી

## નીચેના શબ્દો જાણી લેજો.

જરાસંધવધ=જરાસંધનો વધ. વધ=મરણ; નાશ; સંહાર.
સમ્રાટ્=ચક્રવર્તી=સૌ રાજાનો ઉપરિ.
રાજસૂય યજ્ઞ=સમ્રાટ્ બનવાની ઇચ્છાવાળો રાજા રાજસૂય યજ્ઞ કરતો. આ યજ્ઞ કરતાં પહેલાં એ રાજાએ દિગ્વિજય કરવો જોઈએ; એટલે કે દેશ આખાના તમામ રાજાઓને એણે હરાવવા જોઈએ અથવા તો તેમની પાસે પોતાનું ઉપરિપણું કબૂલ કરાવવું જોઈએ.

યુધિષ્ઠિર આ યજ્ઞ કરી સમ્રાટ્ બન્યા હતા.

દ્વન્દ્વયુદ્ધ=બે જણા સામસામા એકલા લડે એનું નામ દ્વન્દ્વયુદ્ધ.

# અંક ૧ લો

# જરાસંધવધ

## પાત્રોની ઓળખાણ

**જરાસંધ**:—મગધદેશનો મહાબળિયો રાજા; એણે અનેક રાજાઓને પર્વતની ગુફામાં કેદ કર્યા હતા; અને એ બધાય રાજાઓને 'પુરુષમેધ' નામના યજ્ઞમાં હોમવાનો અને એ રીતે મહાદેવને બલિદાન આપી પ્રસન્ન કરવાનો એનો વિચાર હતો.

**કૃષ્ણ**:—દ્વારિકાના રાજા; પાંડવોના એ સંબંધી અને હિતેચ્છુ હતા. 'ગોવિન્દ' એ એમનું એક નામ છે.

**બલરામ**:—કૃષ્ણના મોટાભાઈ. એમનું ટૂંકું નામ 'રામ' છે.

**સાત્યકિ** અને **સાંબ**:—એ બે યાદવ વીરો હતા.

**યુધિષ્ઠિર**, **ભીમ**, **અર્જુન**, **સહદેવ**, અને **નકુલ**:—એ પાંચ પાંડવો. ઇંદ્રપ્રસ્થમાં એમની રાજધાની હતી. યુધિષ્ઠિર 'ધર્મરાજા'નાં નામથી પણ ઓળખાય છે.

ભાઇ કેશુ,

મારા પ્રત્યેના તારા ગાઢ અને અગાધ છતાં મૂકપણાંને લઇ બીજાને અવ્યક્ત ભાસતા સ્નેહને જાહેરમાં વ્યક્ત કરવા આ ‘જરાસંધવધ’ સ્નેહપૂર્વક તને અર્પણ કરી રાચું છું.

જે. છ. ચૌ.

## અંક ૧ લો

# જરાસંધવધ

### પ્રવેશ ૧ લો

**સ્થળ:**—દ્વારિકામાં શ્રીકૃષ્ણનો સભામંડપ.

[ શ્રીકૃષ્ણ, બલરામ, સાત્યકિ,
અને સાંબ બેઠા છે. ]

**બલરામ:—**

પેલા મગધદેશના જરાસંધને હમણા હમણા તો બહુ ખુમારી આવી છે !

**સાત્યકિ:—**

એની તો વાત જ જવા દ્યોને. એને તો બહુ મદ ચડી ગયો છે. એ તો એમ જ માને છે કે મારા સામે માથું ઊંચું કરી શકે એવો કોણ છે ?

કૃષ્ણ:—

પણ ભૂલી કાં જાવ ? આપણે અહિં સમુદ્રનો આશરો લેવો પડયો તે ય એને જ પાપે ને ?

રૂઠયો એ નૃપતિ પરાજય થકી
ક્રોધી વિરોધી બની,
સેના સજ્જ કરી, બહુ મદ ધરી,
આવ્યો મથુરા ભણી :
જોદ્ધા કૈંક જશે હણાઈ રણમાં,
પામે પ્રજા ત્રાસને,
જાણી એમ અહિં સમુદ્રશરણે
આવી વસ્યા આપણે.

સાંબ:—

હા, ખરી વાત; શિશુપાળ જેવો મહાબળિયો રાજા તો એનો સેનાપતિ છે !

બલરામ:—

અરે ! એ તો મોટો ચક્રવર્તી થઈને બેઠો છે ! ભીષ્મક અને દંતવક્ર જેવા રાજાઓ પણ

આજે એનો હુકમ ઊઠાવે છે!

**સાંબ:—**

અને ઘણા રાજાઓને તો એણે કેદ કર્યા છે.

**કૃષ્ણ:—**

જરાસંધનો ત્રાસ હવે આપણને તો નથી રહ્યો; છતાં એનો કાંઈક ઘાટ ઘડાય તો જ દુનિયાનો ભાર હળવો થાય.

**બળરામ:—**

પણ જાણીબૂજીને મોતનાં મુખમાં તે કોણ પડે?

**સાત્યકિ:—**

બલરામ, તમેય આવું બોલો છો! શું આપણે એ જ જરાસંધનાં સૈન્યનો સંહાર નથી કર્યો?

કરી ક્રોધ કૈં કારમો કંસઘાતે,
જરાસંધ આવ્યો ચડી સૈન્ય સાથે.
કરી ઠાર સેના બહુ માર મારી;
રહ્યા શું વૃથા શત્રુની બ્હીક ધારી?

બલરામઃ—

સાત્યકિ! એ ખરૂં; પણ જરાસંધનો સંહાર કરવો એ જુદી જ વાત છે, સમજ્યા? એ કાંઈ છોકરાંના ખેલ ન સમજતા!

કૃષ્ણઃ—

જરાસંધ મહા બલવાન છે એમાં જરા ય શક નથી. સાત્યકિ, આજે જરાસંધનું નામ લેવાય એમ નથી, એ તો હું ય કહું છું.

[દ્વારપાલ પ્રવેશ કરે છે.]

દ્વારપાલઃ—

મહારાજ, ઇન્દ્રપ્રસ્થથી કોઈ દૂત આવ્યો છે.

કૃષ્ણઃ—

ઇન્દ્રપ્રસ્થથી!

દ્વારપાલઃ—

જી, હા.

કૃષ્ણઃ—

જા, જલ્દી અંદર મોકલ.

[ઇન્દ્રપ્રસ્થથી આવેલો દૂત પ્રવેશ કરે છે,
અને એક પત્ર કૃષ્ણના હાથમાં મૂકે છે.]

કૃષ્ણઃ—

(પત્ર વાંચીને) લ્યો, મારે તો ઇન્દ્રપ્રસ્થ જવાનું થયું !

બલરામઃ—

યુધિષ્ઠિરે બોલાવ્યા હશે.

કૃષ્ણઃ—

હા, પણ શું કામકાજ છે એ તો કાંઈ લખ્યું નથી.

બલરામઃ—

પણ હવે ગયા વિના થોડું જ ચાલશે ?

કૃષ્ણઃ—

બહુ ઊતાવળનું અને જરૂરી કામ હશે, તો જ મને બોલાવ્યો હશે. માટે રામ, હું તો હવે કાલે જ ઇન્દ્રપ્રસ્થ જવા ઊપડીશ.

બળરામઃ—

જેવી મરજી; પણ નકામો વધારે રોકાતો

નહિ. પાંડવોને મળે છે ત્યારે તો તું દ્વારિકાને ય ભૂલી જાય છે !

કૃષ્ણ:—

ના, ના, એમ તે હોય ! કામ પત્યે હું તરત જ વળી નીકળીશ.

ત્યારે રામ ! હું જાઉં છું. જવાની કાંઈક તૈયારી કરૂં ને ?

બલરામ:—

હા, હા; ખૂશીથી જા. ચાલો આપણે પણ હવે ઊઠીએ.

[ સર્વ ઊઠે છે. ]

## પ્રવેશ ૨જો

સ્થળ:—ઇન્દ્રપ્રસ્થમાં પાંડવોનું રાજભવન.

[પાંચ પાંડવો ને કૃષ્ણ બેઠા છે.]

યુધિષ્ઠિર:—

કૃષ્ણ, તમારૂં ખાસ કામ પડયું ત્યારે જ તમને બોલાવવા પડયા છે.

કૃષ્ણ:—

પણ એવું તે મારૂં શું કામ પડયું ?

ભીમ:—

મોટાભાઇને હવે સમ્રાટ્ થવું છે.

અર્જુન:—

ભાઈ ભીમસેન, આજે તમારી મશ્કરી જરા રહેવા દેજો.

ભીમ:—

મશ્કરી કોણ કરે છે ? કેમ સહદેવ, હું ખોટી વાત કહું છું ? પૂછો નકુલને પણ.

કૃષ્ણ:—

પણ હું ક્યાં કહું છું કે તમારી વાત ખોટી ? ધર્મરાજ, આપણે હવે મૂળ વાત ઉપર આવીએ તો ઠીક.

યુધિષ્ઠિર:—

હું એ જ વાત કરતો હતો, પણ વચમાં આ ભીમે આડું વેતર્યું ને !

ભીમ:—

આડું વેતરીને તમારૂં શું બગાડ્યું ? મારે તો તમને સમ્રાટ્ બનાવવા જ છે.

કૃષ્ણ:—

હાં; આપણે હવે આપણી વાત આગળ ચલાવો ને.

યુધિષ્ઠિરઃ—

જુઓ કૃષ્ણ, નારદ મુનિ અહિં આવી ગયા....

ભીમઃ—

અને કહી ગયા કે રાજસૂય યજ્ઞ કર. જલ્દી ટૂંકું વાળો ને !

યુધિષ્ઠિરઃ—

હા; પણ એ યજ્ઞ કરવો કાંઈ રમત વાત છે ? બોલો કૃષ્ણ, તમે શી સલાહ આપો છો ? એ યજ્ઞ અમારાથી થઈ શકશે ? કારણકેઃ—

આપદા અણધારી કૈં
યજ્ઞ આદરતાં નડે;
પદ સમ્રાટનું મોંઘું
સૌ કોને નવ સાંપડે.

વળીઃ—

લેવા શશી મૂઢમતિ વિચારે,
આકાશમાં હાથ વૃથા પ્રસારે;
લેવા અતિ દુર્લભ વસ્તુ ચાહે,
હાંસી બધે તેની જરૂર થાયે.

ભીમ:—

એક જગન આદરવો એમાં તે કેટલી ભાંજઘડ કરે છે ! નારદ મુનિ અમથા કહી ગયા હશે !

કૃષ્ણ:—

ભાઈ ભીમસેન, વિચાર કરવો પડે એવી આ વાત છે, સમજ્યા ? ગદા ઉલાળવાનું આમાં કામ નથી !

ભીમ:—

ઠીક, ભાઈ, ઠીક; હવે અમે ગદા નહિ ઉલાળીએ, પછી કાંઈ ?

જેણે ડરાવી દળ દુશ્મનનાં વિખેર્યાં,
જેણે ઘણાં ય શિર શત્રુ તણાં વધેર્યાં,
ધારી અતિ હરખથી બહુ વાર હાથે,
મૂકી દઈશ નકી આજ થકી ગદા તે.

અર્જુન:—

કૃષ્ણ, એ આડી વાત જવા દો; તમે શી સલાહ આપો છો ? મોટાભાઈ યજ્ઞ કરે કે નહિ ?

કૃષ્ણ:—

શા માટે ન કરે ? કરે, જરૂર કરે. પણ એક વાતનો વિચાર કરવો પડે એમ છે.

યુધિષ્ઠિર:—

તમને બોલાવવાનું કારણ જ આટલું. તમે જે કહેશો તે યોગ્ય જ કહેશો.

કૃષ્ણ:—

ત્યારે જુઓ, ધર્મરાજ, રાજસૂય યજ્ઞ કરતાં પહેલાં જે દિગ્વિજય કરવો પડશે તેમાં એક જબરી આડખીલી છે.

અર્જુન:—

આ ગાંડીવ શું કામનું છે ?

ત્રાસે શત્રુ ઘોર ટંકાર થાતાં,
નાસી વેગે યુદ્ધભૂમિથી જાતા;
તેજસ્વી જે અગ્નિએ દીધું જાતે,
સૌ શસ્ત્રોમાં શ્રેષ્ઠ ગાંડીવ આ તે.

કૃષ્ણ:—

પણ ગાંડીવ ગાંજી જાય એવી વાત છે !

યુધિષ્ઠિરઃ—

કઈ એ વાત ?

કૃષ્ણઃ—

પણ આ ભીમસેનભાઈ કેમ કાંઈ બોલતા નથી ?

ભીમઃ—

અમારૂં બોલ્યું કોને ગમે છે! આપણે તો હવે ન બોલ્યામાં જ નવ ગુણ.

કૃષ્ણઃ—

એમ રીસાશો એ તે કામ લાગશે કે ?

ભીમઃ—

ત્યારે બોલશું; પૂછશો એનો જવાબ આપશું.

કૃષ્ણઃ—

જુઓ ધર્મરાજ, દિગ્‌વિજય કરવામાં તમે જરૂર ફાવશો. કોઈ રાજા તમારી સામે ટક્કર નહિ ઝીલી શકે; પણ એક મગધદેશનો જરાસંધ માથાં ભાંગે એવો છે.

જરાસંધની પૃથ્વીમાં હાક વાગે,
ડરી ભૂપ મોટા દયા એની માગે;
કંઈ રાજવી કેદ કીધા ગુફામાં;
જરાસંધ ના જાય ગાંજ્યો જરામાં.

ભીમ:—

એ શું માથાં ભાંગે ! એનું માથું આપણે જ નહિ ભાંગીએ !

કૃષ્ણ:—

શાબાશ ! મારા ભીમસેન ! એટલું તમે કરી આપો તો બસ; પછી તો રાજસૂય યજ્ઞ નિર્વિઘ્ને પાર પડે.

અર્જુન:—

હા, એ મગધનો જરાસંધ ડોસો જબરો છે.

યુધિષ્ઠિર:—

મને પણ એ મગધરાજ જરાસંધનો જ ભય લાગે છે.

કૃષ્ણઃ—

જરાસંધ બહુ જબરો છે. એનો ત્રાસ તો અમે દ્વારિકા બેઠાં ય અનુભવીએ છીએ.

ભીમઃ—

એક ડોસો આટલું બધું ડરાવે એ તો આજ જાણ્યું !

ભલે કેદી કીધા નૃપતિ નબળા બાહુબળથી,
ભલે દાબી દીધા નૃપતિ સબળા છેક છળથી;
તથાપિ ના તેથી મુજ મન ધરે લેશ ડરને—
ડરાવે શું ડોસો ભુવનવિજયી ભીમ ભડને ?

કૃષ્ણઃ—

હા; જરાસંધ છે તો ડોસો; એંશી વર્ષનો ડોસો ! પણ ભલભલા જુવાનને ય પાણી ભરાવે એવો છે !

યુધિષ્ઠિરઃ—

ત્યારે હવે એ જરાસંધનો કાંઈ ઉપાય ?

કૃષ્ણ:—

(વિચાર કરીને) ઉપાય એક છે. ભીમ, અર્જુન, ને હું, ત્રણે મગધ જઈએ તો ઘડીમાં એનો ઘાટ ઘડીએ.

યુધિષ્ઠિર:—

કેવી રીતે ?

કૃષ્ણ:—

અમે ત્રણ બ્રાહ્મણના વેશમાં જઈએ ને એની પાસે દ્વન્દ્વયુદ્ધ માગીએ.

યુધિષ્ઠિર:—

પછી ?

કૃષ્ણ:—

એ ડોસો છે અભિમાની; માગ્યું આપ્યા વિના નહિ રહે. અમારામાંના એકાદ સાથે એ દ્વન્દ્વયુદ્ધ ખેલશે; અને એમાં તો એ જરૂર નહિ ફાવવાનો.

યુધિષ્ઠિરઃ—

તમારી યુક્તિ તો બરાબર છે; પણ આમ કરવું એ વાજબી છે? ધર્મ્ય છે?

કૃષ્ણઃ—

જરાસંધ જેવા પાપીની સાથે આ રીતે કામ લેવું એ વાજબી જ છે, ધર્મ્ય જ છે.

ના જ્યાં લગી એ નૃપતિ હણાય,
ના ત્યાં લગી યજ્ઞ કરી શકાય;
સંગ્રામમાં એ ન શકાય જીતી,
છે મારવાની નકી એ જ રીતિ.

વળીઃ—

પૂરી રાખ્યા પર્વતે ભૂપતિ જે,
પીડા પામે તે બીચારા અતિશે;
દેવા મુક્તિ બંધથી એ બધાને,
એ પાપીને મારતાં બ્હીવું શાને?

ભીમઃ—

મોટાભાઈ તો ધરમની પૂંછડી થઈ ગયા છે!

કૃષ્ણઃ—

ભાઈ ભીમસેન, તૈયાર થઈ જાઓ. ઘણે ભાગે તો જરાસંધ તમારી જ સાથે મલ્લયુદ્ધ માગશે.

ભીમઃ—

આપણે ક્યાં આવવાના છીએ ! આપણે તો આજથી ગદા ઊલાળવી યે મૂકી છે અને કુસ્તીને ય મૂકી છે ! નકામાં મેણાં શું સાંભળવાં ?

અર્જુનઃ—

ભીમસેનભાઈને ય ખોટું તો લાગે છે, હો !

કૃષ્ણઃ—

પણ મારા ઉપર ખોટું લગાડવાનું હોય ? "ગદા ઊલાળવાનું આમાં કામ નથી"—એજ મારાં વેણ આડાં આવ્યાં કે શું ?

ભીમઃ—

બોલોને બોલવાં હોય તેટલાં ! હું કાંઈ તમારી આડે નથી આવવાનો. આપણે તો કાશ ગઈ ! ગદાને તો આજે જ ઊંડી દાટી દેવાનો છું; અને....

કૃષ્ણ:—

ભીમભાઈ, તમારે તો બોલ્યાનો દંડ લેવો છે કે શું? તમારા વિના એક ડગલું ય આગળ દેવાય એમ ક્યાં છે?

બળ તુજ ભુજમાં અખૂટ ધારે;
તરુવર મૂળ થકી ઊખેડી મારે;
ગિરિશિખર પડે ગદાપ્રહારે;
તુજ વિણ શત્રુ સમર્થ કોણ મારે?

ભીમ:—

(ન સાંભળતો હોય તેમ) અને એક અખાડો છે તેને મારી દઈશું તાળું!

સહદેવ:—

હાશ! તાળું તો તોડતાં ય ઊઘડે! મેં તો ધાર્યું'તું કે ભીમભાઈ અખાડા આખાનો ભાંગીને ભૂકો જ કરી નાખશે!

ભીમઃ—

સહદેવ, તારે વચમાં ડબડબ કરવાની શી જરૂર? તને કોણે બોલાવ્યો? વણ બોલાવ્યું બોલે એ તણખલાની તોલે. હું મારા અખાડાને બાળી મૂકીશ; લે! હવે કાંઈ કહેવું છે?

સહદેવઃ—

ભીમસેનભાઈ, નકામી શિખામણી કરવી રહેવા દો ને! ઠીક કહું છું હો! તમારાથી........

કૃષ્ણઃ—

આડી વાત જવા દો; અને ભાઈ ભીમસેન, ભલા થઈને અમારી સાથે મગધ આવવા તૈયાર થઈ જાઓ.

ભીમઃ—

ભલે; સાથે આવવાની ના નથી; પણ આપણે તો તણખલું ય તોડીને બે નથી કરવાના!

કૃષ્ણઃ—

એ કાંઈ ચાલે? તમારે જ જરાસંધને ચીરીને એકના બે કરવાના છે, સમજ્યા?

ભીમઃ—

સમજ્યા ને બમજ્યા! પણ આપણાથી હવે કુસ્તીબુસ્તી થઈ રહી! એ તો છોડી તે છોડી!

સહદેવઃ—

ભીમસેનભાઈની પણ હવે ઉમર તો થઈ જ ને! આજકાલ કરતાં એમને પચાસ વર્ષ તો થયાં!

યુધિષ્ઠિરઃ—

ભીમ, આવી હઠ તને શોભે કે? તારે મને સમ્રાટ્ નથી બનાવવો?

ભીમઃ—

મારે તો ઘણા ય બનાવવા છે; પણ........

યુધિષ્ઠિરઃ—

ત્યારે તું આવી હઠ કરે એ ચાલે કે?

ભીમઃ—

પણ બીજા ફાવે તેમ બોલે અને અમારી મશ્કરી કરે તે તો અમને લાગે જ નહિ, કાં કે?

કૃષ્ણઃ—

માફ કરો, ભાઈ ભીમસેન, મેં મશ્કરી ન્હોતી કરી; અને કરી હોય તો ય માફી માગું છું. હવે પત્યું ?

યુધિષ્ઠિરઃ—

ભીમ, જો ભાઈ, સમજી જા; બધો આધાર તારા ઉપર જ છે. કૃષ્ણ સરખા માફી માગે એ શોભે કે ?

ક્ષમા મોટાં તણી નાનાં
માગે, એ યોગ્ય લાગતું;
પરંતુ ઊલટું તેથી
થાય, તે અણછાજતું.

ભીમઃ—

છાજે કે ન છાજે ! પહેલાં ભૂલ કરે તો પછી માફી યે માગવી પડે !

કૃષ્ણ:—

પણ ભાઈ ભીમસેન, હવે શું છે? કહો તો ફરી માફી માગું.

ભીમ:—

ના, એક વાર માફી માગી એટલે આપણને સંતોષ.

યુધિષ્ઠિર:—

લ્યો ત્યારે. હવે ભીમ તો તૈયાર થઈ ગયો.

સહદેવ:—

(ભીમના કાનમાં) કાં ભીમસેનભાઈ! હું શું કહેતો હતો? થઈ રહ્યું! પટેલની ઘોડી પાદર સૂધી જ!

[ભીમસેન સહદેવ સામે ડોળા કાઢે છે.]

કૃષ્ણ:—

સારૂં થયું. લ્યો ત્યારે, ધર્મરાજ, આવતી કાલે ભીમ, અર્જુન, ને હું, ત્રણે મગધદેશ જઈશું.

યુધિષ્ઠિર:—

વારૂ; પણ તે અરસામાં મારે અહિં શું કરવું?

કૃષ્ણ:—

તમારે અહિં ઇન્દ્રપ્રસ્થમાં જ રહેવું અને યજ્ઞમંડપની રચના રચવી. દિગ્વિજયનું કામ તો અમારા આવ્યા પછી હાથ ધરાશે.

યુધિષ્ઠિર:—

બહુ સારૂં. તમારા ગયા પછી હું યજ્ઞમંડપની રચનાનું જ કામ કરીશ.

કૃષ્ણ, હવે આપણે ઊઠીશું ?

કૃષ્ણ:—

હા.

[સર્વ ઊઠે છે.]

## પ્રવેશ ૩ જો

**સ્થળ:**—મગધનું પાટનગર.

[રાજા જરાસંધ દરબાર ભરીને બેઠો છે.]

જરાસંધ:—

જય શિવ ભોળા ! પ્રધાનજી, હવે મહાદેવને બલિદાન આપવાનો દિવસ ક્યારે નક્કી થશે ?

પ્રધાન:—

રાજાધિરાજ, હજી બેચાર માથાં ખૂટે છે.

જરાસંધ:—

શું ? હજી આંકડો પૂરો થયો નથી ?

પ્રધાન:—

ના જી; ત્રણેક ખૂટે છે.

જરાસંધ:—

ત્યારે હજી ત્રણેક ક્ષત્રિયોને કેદ કરવા પડશે કેમ ?

**પ્રધાન:—**

જી, હા.

જરાસંધ:—

બહુ સારૂં; મારે તો રાજાઓનું–મારા વેરીઓનું–મૂળ કાઢીને જ જંપવું છે. જય શિવ ભોળા ! હવે ત્રણ ખૂટે છે; પૂરી સંખ્યા ભરાશે ત્યારે તને બલિદાન અપાશે.

[ દ્વારપાલ ઉતાવળો ઉતાવળો પ્રવેશ કરે છે. ]

દ્વારપાલ:—

રાજાધિરાજ, દુર્ગપાલ બહાર આવ્યા છે, અને જલ્દી અંદર આવવા માગે છે.

જરાસંધ:—

જા, જલ્દી પ્રવેશ કરાવ.

[ દુર્ગપાલ હાંફતો હાંફતો પ્રવેશ કરે છે. ]

દુર્ગપાલઃ—

રાજાધિરાજ, ગજબ થયો આજે તો! કોઈ ત્રણ બ્રાહ્મણો આવ્યા છે!

જરાસંધઃ—

જય શિવ ભોળા! બ્રાહ્મણો! પણ એમાં આટલો બધો ગભરાય છે શાને? જલ્દી વાત પૂરી કર.

દુર્ગપાળઃ—

સાંભળો મહારાજ, દુર્ગને દ્વારેથી નગરમાં પેસવાને બદલે એ તો દુર્ગ ઉપરથી દાખલ થયા!

જરાસંધઃ—

એ કેવી રીતે?

દુર્ગપાળઃ—

મહાદેવનું શિખર તોડી દુર્ગની ઉપર આડું ગોઠવ્યું!

જરાસંધઃ—

હેં!

દુર્ગપાળઃ—

અને એમ કરી પછી મંદિર ઉપરથી દુર્ગ ઉપર આવ્યા !

જરાસંધઃ—

શું કહે છે ! મહાદેવનાં મંદિરનું શિખર તોડયું ! અને તે પણ બ્રાહ્મણોએ !

વેદાભ્યાસ મહિં સદા મચી રહે,
બુદ્ધિ સ્વધર્મે ધરે,
સન્માર્ગે વિચરે, અધર્મથી ડરે,
સત્કર્મને આચરે,
સેવે શંકર, દેવમંદિર તણો
ના નાશ વિપ્રો કરે;
કોઈ બ્રાહ્મણનામ ધારી, કપટી
આવ્યા ધૂતારા ખરે !

દુર્ગપાળઃ—

હા મહારાજ, સાચી વાત છે; અને હજી સાંભળો તો ખરા; મંદિરનાં પેલાં ત્રણે મોટાં નગારાં તોડી નાખ્યાં !

જરાસંધઃ—

આ તે બ્રાહ્મણો કે કસાઈ! પણ ત્યારે તેં એમને પકડયા કેમ નહિ?

દુર્ગપાળઃ—

મહારાજ, આપનો હુકમ છેને કે બ્રાહ્મણોને ન પકડવા!

જરાસંધઃ—

પણ એ ત્રણે ગયા કયાં?

દુર્ગપાળઃ—

મહારાજ, હું દોડતો અહિં આવ્યો છું; પણ વાત સાંભળી છે કે એ ત્રણે આ રાજસભામાંજ આવવા નીકળ્યા છે.

જરાસંધઃ—

તો તો હમણા આવવા જોઈએ.

[ દ્વારપાળ પ્રવેશ કરે છે. ]

દ્વારપાળઃ—

જય મહારાજાધિરાજનો; દેવ, કોઈ ત્રણ ભૂદેવો અંદર આવવા માગે છે.

દુર્ગપાળઃ—

મહારાજ, એજ ત્રણ ભૂદેવો હશે.

જરાસંધઃ—

જય શિવ ભોળા ! હા; હું પણ એમજ ધારૂં છું. (દ્વારપાળને) જા, જલ્દી જા; અને સત્કાર કરી એમને અંદર લઈ આવ.

[ દ્વારપાળ જઈને થોડીવારમાં પાછો આવે છે. ]

દ્વારપાળઃ—

મહારાજ, એ ભૂદેવો તો સત્કાર લેવાની ચોખ્ખી ના પાડે છે !

જરાસંધઃ—

જય શિવ ભોળા ! આ શું કહેવાય ! બહુ સારૂં. જા, એમને અંદર તો લઈ આવ.

[કૃષ્ણ, ભીમ, અને અર્જુન બ્રાહ્મણને વેશે પ્રવેશ કરે છે; જરાસંધ ઊભો થઈને સત્કાર આપે છે; પણ ત્રણે કશું જ ન બોલતાં ઊભા રહે છે.]

દુર્ગપાળઃ—

(જરાસંધના કાનમાં) મહારાજ, એજ ત્રણ બ્રાહ્મણો !

જરાસંધઃ—

જય શિવ ભોળા ! ભૂદેવો, આપ અમારો સત્કાર કેમ સ્વીકારતા નથી ? કાંઈ અધૂરો છે ?

કૃષ્ણઃ—

ના, રાજન્ ! પણ અમારૂં કામ પત્યા વિના અમે તારો સત્કાર સ્વીકારી શકતા નથી.

જરાસંધઃ—

ભૂદેવો, માફ કરજો; પણ આપનું આચરણ કાંઈક વિચિત્ર જ લાગે છે !

કૃષ્ણઃ—

રાજન્ ! અમે વિચિત્ર જ છીએ.

જરાસંધઃ—

હા, મને પણ એમજ લાગે છે. નહિતર બ્રાહ્મણનાં શરીરે ચંદનના લેપ અને ગળે પુષ્પોની માળાઓ ન જ હોય !

ધર્માચારી વિપ્ર લોકે ગણાયે,
પાપી જેવાં કર્મ તેથી ન થાયે;
કંઠે માળા પુષ્પની એ ન ધારે;
છાજે ના આ લેપ એને લગારે.

કૃષ્ણ:—

રાજન્! આપ ખરૂં સમજ્યા છો.

જરાસંધ:—

ત્યારે કહેશો આપ કોણ છો અને શું કામે આવ્યા છો?

કૃષ્ણ:—

રાજન્! અમારૂં માગ્યું મળે તેમ હોય તો પછી અમે કોણ છીએ તે કહેવાની અમારી ના નથી.

જરાસંધ:—

આપ જે માગશો તે જરૂર મળશે; જાઓ, જરાસંધનો બોલ છે; જય શિવ ભોળા!

કૃષ્ણ:—

રાજન્ ! અમે તારી સાથે દ્વન્દ્વયુદ્ધ માગીએ છીએ. અમારા ત્રણમાંના ગમે તે એક સાથે તને ફાવે તે રીતે દ્વન્દ્વયુદ્ધ ખેલ.

જરાસંધ:—

જય શિવ ભોળા ! બસ ! માગી માગીને આટલું જ માગ્યું !

બાળક સમી નકી આપની,
છે અલ્પ બુદ્ધિ સર્વથા;
માગી ન વસ્તુ કામની,
ના આવડયું કંઈ માગતાં !

હજી પણ બીજું કાંઈ માગવું હોય તો માગી લ્યો; જરાસંધનો બોલ છે. જય શિવ ભોળા !

કૃષ્ણ:—

રાજન્ ! અમારે બીજું કશું ય ન જોઈએ.

જરાસંધ:—

જય શિવ ભોળા ! ભૂદેવો, આપનું માગ્યું

આપને આપું છું; પણ આપની વિચિત્રતા હવે સમજાવશો ?

કૃષ્ણ:—

ઘણીજ ખૂશીથી; રાજન્ અમને બ્રાહ્મણ ન ધારતો; અમે ક્ષત્રિય છીએ અને વધારામાં તો તારા શત્રુ છીએ.

જરાસંધ:—

જય શિવ ભોળા ! બહુ ખુશ થવા જેવી વાત ! શંકર ભોળાએ જ તમને મોકલ્યા લાગે છે !

કૃષ્ણ:—

સાંભળી લે, રાજા જરાસંધ, જરા સાંભળી . જો, હું છું કૃષ્ણ વાસુદેવ, આ મહાકાય ભીમ, અને આ ગાંડીવ ધનુષ્યનો ધારનાર અર્જુન. બોલ, તું કોની સાથે દ્વન્દ્વયુદ્ધ ખેલીશ ?

જરાસંધ:—

(મનમાં) જય શિવ ભોળા ! ક્ષત્રિયો તો

ક્ષત્રિયો પણ એમાં વળી એક તો મારો કટ્ટો શત્રુ મારે આંગણે આવીને મોત માગે છે! ના, ના, પણ હું એ કૃષ્ણ જોડે નહિ ભીડું. એ તો મારાથી ડરી ન્હાસી ગયેલો. એ ભરવાડ જેવાને મારવો એ મારા જેવાને ન શોભે. આ અર્જુન તો બાળક ગણાય; એ મારો [illegible] અરિયો ન કહેવાય; માટે એને શું મારવો? હા; આ ભીમે શરીર ઠીક ઘાલ્યું છે. ત્યારે હું એની જ સાથે મલ્લયુદ્ધ માગું, ને એને જ મારૂં.

(મોટેથી) ઠીક ત્યારે, તો ભીમ સાથે મલ્લયુદ્ધ ખેલીશ.

ગયો કૃષ્ણ! તું ન્હાસી હુંથી ડરીને,
કરે બાળ અર્જુન આ શું લડીને?
મને મસ્ત આ ભીમશું યુદ્ધ ભાવે,
ખરે! સિંહને હાથી સામે જ ફાવે.

કૃષ્ણ:—

બહુ સારૂં; પણ ક્યારે? આવતી કાલેજ ને?

જરાસંધઃ—

જય શિવ ભોળા! ભલે ત્યારે, આવતી કાલેજ રાખીએ.

કૃષ્ણઃ—

હા; અમને કબૂલ છે. હવે અમે અમારે સ્થાને જઈએ છીએ.

જરાસંધઃ—

હા; પણ આવતી કાલે સવારમાં અખાડે આવી પહોંચજો.

કૃષ્ણઃ—

બહુ સારૂં; એ અમે નહિ ભૂલીએ.

[કૃષ્ણ, ભીમ, અને અર્જુન જાય છે.]

જરાસંધઃ—

જય શિવ ભોળા! પ્રધાનજી, જોયું? મહાદેવ બલિ લેવા માટે ઊતાવળા થઈ રહ્યા છે!

મહાદેવ ભોળા! કરી તેં કરુણા,
થયા આજ પૂરા હતા જેહ ઊણા;

કરી રીસ સૌ શત્રુનાં શીશ કાપું,
પછી સત્વરે હું બલિદાન આપું.

ત્યારે હવે, નગરમાં પણ આજે જ આ વાતની ખબર આપી દો કે લોકોને તમાશો જોવાની તક મળે.

પ્રધાન:—

બહુ સારૂં, મહારાજ.

[જરાસંધ ઊઠીને જાય છે, અને સભાજને પણ ઊઠે છે.]

## પ્રવેશ ૪ થો

**સ્થળ**:—મગધ દેશના પાટનગરનો વિશાળ અખાડો.

[ગોળ અખાડાની ચારેકોર ચડતી ઊતરતી નકશીદાર પગથીઓ ઉપર માણસોની ઠઠ જામી છે. કૃષ્ણ અને અર્જુન પણ એક પગથી પરનાં આસન ઉપર બેઠા છે. અખાડાની મધ્યમાં ભીમ ને જરાસંધનું મલ્લયુદ્ધ ચાલી રહ્યું છે.]

**અર્જુન**:—

કૃષ્ણ, મને તો હવે બહુ ચિંતા થાય છે. આ મલ્લયુદ્ધનું પરિણામ તો હજીયે ન આવ્યું!

**કૃષ્ણ**:—

મને ય ચિંતા તો થાય છે. જરાસંધ ડોસો જબરો ખેલાડી છે! થાક તો એને લાગતો જ નથી!

આજે મલ્લયુદ્ધને ચૌદમો દિવસ ચાલે છે! પણ હજી ડોસો જરા ય મચક આપતો નથી!

અર્જુનઃ—

આવું મલ્લયુદ્ધ તો જિન્દગીમાં આજેજ જોયું! ખાધાપીધા વિના ચૌદ ચૌદ દિવસ કોને કહે છે! વળી રાત પડયે ય આરામની તો વાત જ નહિ!

જોદ્ધે જોદ્ધા સાથે મળિયા,
રણના રસિયા,
રીસે ભરિયા,
ચડસે ચડિયા,
બે ય બરાબર દીસે બળિયા;
ધક્કા ધકકી કરતા ગાજે,
બાથ ભરીને બંને બાઝે,
એક મેકથી જરી ન ગાંજે;
ઘડીમાં પડતા,
ભોંય ગબડતા,
દોડી દડબડ પાછા લડતા;

મુખ મરડતા,
હોઠ કરડતા,
હડીમ્મ ગડદા ભડ બે ભારે,
ધડીમ્મ ઢીંકા બળથી મારે,
પાય પછાડે ધબધબ બળથી,
ધ્રૂજે ધરતી,
ધણુ ધણુ કરતી,
મારે મુક્કી ધડધડ ભારે,
થપાટ તાણી તડતડ મારે;
અગ્નિ આંખે,
તણખા નાખે,
રાત દિવસ લડતાં નવ થાકે !

જુઓ, જુઓ, ભીમે લોખંડી મુક્કો લગાવ્યો ! શાબાશ ! મારા ભાઈ !

કૃષ્ણ:—

ડોસો બહુ જબરો છે ! એકે પેચ એનાથી અજાણ્યો નથી ! બાકી પેચની એક નવી જ યુક્તિ

મેં ભીમને ખાસ શીખવી હતી. પણ એને ય આ ડોસાએ ગણકારી નહિ !

જોયું, જોયું ? ભીમને થપાટ લગાવી ! ડોસાનો હાથ પણ કાંઈ જેવો તેવો નથી પડતો !

અર્જુનઃ—

મને તો જરાસંધ ડોસો હોય એમ જરા ય નથી લાગતું ! એનો દમ તો તૂટતો જ નથી !

કૃષ્ણઃ—

ભીમ સિવાય બીજાને તો ડોસો ચાંચડની જેમ ચોળી નાખે, એમાં જરા ય શક નહિ !

અર્જુનઃ—

કૃષ્ણ, તમારી સાથે મલ્લયુદ્ધ માગ્યું હોત તો શું થાત ?

કૃષ્ણઃ—

તું શું ધારે છે ?

શાબાશ, શાબાશ ભીમ ! શી મુક્કી મારી છે !

અર્જુનઃ—

હું નથી ધારી શકતો માટે જ તમને પૂછું છું.

કૃષ્ણઃ—

જો મારી સાથે મલ્લયુદ્ધ માગ્યું હોત તો મેં એ ડોસાને કયારનો ય ચીરી નાખ્યો હોત !

અર્જુનઃ—

શું કહો છો ! ત્યારે ભીમને તમારા એ દાવપેચ શીખવવા હતા ને !

કૃષ્ણઃ—

તેં કેમ ધાર્યું કે નહિ શીખવ્યા હોય ?

અર્જુનઃ—

ત્યારે ભીમ કેમ હજી ફાવતો નથી ?

કૃષ્ણઃ—

ભીમ મારા શીખવેલા પેચ લડાવવા તો ઘણો ય જાય છે; પણ બરાબર લાગ આવતો નથી તો ! એમાં ભીમનો ય કાંઈ વાંક નથી.

અર્જુનઃ—

શાબાશ ભીમ ! શાબાશ !

કૃષ્ણઃ—

શાબાશ છે ! શાબાશ છે ! બરાબર ! બરાબર ! ખરો લાગ આવ્યો છે !

અર્જુનઃ—

તમારા શીખવેલા પેચનો ને ? એ....પછાડયો, પછાડયો જરાસંધને ! શાબાશ ભીમ !

કૃષ્ણઃ—

હા; શાબાશ ભીમ ! શાબાશ ! એમજ !

અર્જુનઃ—

ભીમ તો જરાસંધના પગમાં સપડાયો કાં તો !

કૃષ્ણઃ—

ના, ના; શાબાશ ભીમ ! બરાબર છે ! થાવા દે હવે !

અર્જુનઃ—

મને તો ભીમ ખરેખરો સપડાયો હોય એમ લાગે છે! જુઓને, એ પગમાં કેવો દબાયો છે!

કૃષ્ણઃ—

તું એ પેચને નથી જાણતો. ભીમ બરાબર પેચ ખેલી રહ્યો છે. જરાસંધ ભીમને બે પગ વચ્ચે દબાવવા જાય છે પણ ફાવવાનો નથી. જો, જો, અર્જુન, ભીમે જરાસંધનો એક પગ પોતાના ડાબા ખભા ઉપરથી ડોક ઉપર કાઢયો!

અર્જુનઃ—

હવે ભીમ સપડામણમાંથી છૂટશે ખરો.

કૃષ્ણઃ—

અરે! હવે તો હમણા જરાસંધના પ્ર દેહથી છૂટશે!

અર્જુનઃ—

તમે શું કહો છો! હું તો હજી એમજ માનું છું કે ભીમ સપડાયો હતો તે હવે છૂટશે.

કૃષ્ણ:—

ના, ના; જો, અર્જુન, જો; જરાસંધનો બીજો પગ જમણે પગે દબાવ્યો ય તે! અને હવે એ.... ચીર્યો! ચીરાયો! શાબાશ ભીમ! શાબાશ!

રંગ! ભીમ ભડ!
શત્રુ સમોવડ,
ચીર્યો ચરરડ.
રંગ! ભીમ ભડ!
ધન્ય! ગદાધર!
મગધરાજ માની મદ ધરતો,
અધર્મ કરતો,
જરી ન ડરતો,
મુખ ઊચરતો—
"જય શિવ ભોળા."
રોળાયો આખર એ રણમાં;
મરણ શરણમાં
પ્હોંચ્યો ક્ષણમાં.

વૈભવ બહુ રાજાના લૂંટયા,
આજે એનાં અંજળ ખૂટયાં,
જરાસંધના સાંધા તૂટયા,
બંધનથી નૃપ નિર્બળ છૂટયા.
બ્હીક બધી ગઈ ચાલી હાવે
વિઘન જગનમાં નવ કંઈ આવે.
જરાસંધના કીધા ચીરા
તેં રણધીરા,
ધન્ય! ભીમ, જય પામ્યો વીરા !

**અર્જુનઃ—**

શાબાશ ! રંગ છે ! મારા ભીમસેન ભાઈ !

[કૃષ્ણ અને અર્જુન બન્ને દોડીને ભીમને ભેટી પડે છે. અને કૃષ્ણ ભીમને પોતાની ખાંધે ઊંચકી લે છે.]

## પ્રવેશ ૫ મો

**સ્થળ**:—મગધ દેશના પાટનગરની એક વિશાળ ધર્મશાળા.

[કૃષ્ણ, ભીમ, અને અર્જુન પોતાને ઉતારે ધર્મશાળામાં બેઠા છે]

કૃષ્ણ:—

ભીમ, અંતે ધારેલા પેચનો લાગ મળ્યો ખરો!

**ભીમ**:—

અરે! ડાસો તો બહુ જબરો!

બહુ માર વાગે, છતાં એ ગણે ના;
હશે શું ઘડયાં વજ્રનાં હાડ એનાં!
હતો વૃદ્ધ ત્હોયે કર્યું યુદ્ધ એવું;
હશે યૌવને તો પછી જોર કેવું?

મારો દમ તો તૂટું તૂટું થઈ રહ્યો હતો;
પણ એને તો થાકનું નામનિશાને ય નહિ !

અર્જુનઃ—

કૃષ્ણ, જુઓ તો ખરા; આ ભીમનું શરીર
કેવું રંગાઈ ગયું છે !

ભીમઃ—

ડોસાની મુક્કીઓ એવી લોખંડી પડતી હતી
કે નાસી જવાનું જ મન થાય ! અને ખરૂં કહું
તો આજે તો હું સાવ હિંમત હારી ગયો હતો.

કૃષ્ણઃ—

ત્યારે તો ઠીક થયું કે આજે ખરા પેચનો
લાગ મળી ગયો !

ભીમઃ—

હા; નહિતર આપાણું તો આવી જ બન્યું હતું !

અર્જુનઃ—

ચાલો હવે; ઈશ્વરકૃપાથી બધું સારૂં થઈ ગયું;

ભીતિ જરાસંધ તણી ગઈ ટળી;
પ્રભુકૃપાએ મનધારણા ફળી :
સહાય આપે જદુનાથ જેહને,
મળે જ કીર્તિ જય સાથ તેહને.

પણ ભીમસેનભાઈને આ ચૌદ દિવસ તો સદા ય સાંભરવાના !

ભીમ:—

હા; આખી જિન્દગી જ તો !

અર્જુન:—

કૃષ્ણ, હવે આપણે ઇન્દ્રપ્રસ્થ જલ્દી જઈએ.

કૃષ્ણ:—

પણ પહેલાં જરાસંધે કેદ કરેલા રાજાઓને તો મુક્ત કરીએ.

સ્વજનના વિરહે દુઃખ પામતા,
મરણના ભયથી બહુ કાંપતા,
નૃપ ભયંકર બંધનમાં પડયા;
અશરણા બહુ વાર લગી સડયા.

ભીમ:—

હા, હા, એ કામ પહેલું કરો.

અર્જુન:—

કૃષ્ણ, ચાલો ત્યારે આપણે બંદિખાને જ જઈએ અને રાજાઓને મુક્ત કરીએ.

કૃષ્ણ:—

હા, ચાલો. એ કામ જલ્દી પતાવી લઈએ; અને પછી જરાસંધના પુત્રને રાજ્ય સોંપીને તરત જ ઇન્દ્રપ્રસ્થ જઈએ.

અર્જુન:—

કૃષ્ણ, તમારો વિચાર બરાબર છે.

ભીમ:—

આપણી પણ એમાં હા જ છે. ચાલો ત્યારે.

[ત્રણે જણ જરાસંધે કેદ કરેલા રાજાઓને મુક્ત કરવા જાય છે.]

## પ્રવેશ ૬ ઠ્ઠો

**સ્થળઃ**—ઇન્દ્રપ્રસ્થમાં મયદાનવે રચેલી મયસભા.

[ પાંચ પાંડવો અને કૃષ્ણ મયસભાના એક ભાગમાં વાતો કરતા બેઠા છે. ]

**સહદેવઃ**—

ભીમસેનભાઈ, મલ્લયુદ્ધની વાત તો માંડીને કરો.

**ભીમઃ**—

તું તો ચૂપજ રહે ! તને કયાં ખબર નથી તે પૂછે છે ?

**કૃષ્ણઃ**—

વાત કહેવા કરતાં ભીમસેનનું શરીર જ તપાસી જુઓ ને !

યુધિષ્ઠિરઃ—

(શરીર તપાસતાં) અહાહા! આ ત્રણ જગાએ તો લીલાંછમ ચકામાં પડી ગયાં છે! અને અહિં તો આ લોહીની ગાંઠ બંધાઈ ગઈ છે કે શું?

અર્જુનઃ—

મોટાભાઈ, એ મલ્લયુદ્ધ તો મલ્લયુદ્ધ જ હતું! એ તો ભીમસેનભાઈ સામે હતા તો જરાસંધને પૂરો કર્યો! બાકી બીજા કોઈની મગદૂર નહિ કે જરાસંધ બળિયા સાથે બાથ ભીડે!

કૃષ્ણઃ—

અર્જુન ખરી વાત કહે છે. કાચાપોચાનાં તો જરાસંધની એક મુક્કીએ જ હાડકાં ભાંગી જાય!

ભીમઃ—

અરે! મારાં માથાંમાં એક મુક્કી તો એ ડોસાએ એવી લગાવી હતી કે મને આંખે લીલાંપીળાં દેખાઈ ગયાં હતાં!

કૃષ્ણ:—

થયું કે ચકરી આવવી રહી ગઈ! સારૂં

ભીમ:—

એ આવી હોત તો મારૂં આવી જ બન્યું'તું અને પછી આ જગન બગનની વાત ઊંધી જ જાત!

અર્જુન:—

પણ ભીમસેનભાઈ, એ મુક્કી જો બીજાને વાગી હોયને તો તો એનું માથું ધડમાં જ પેસી જાય!

કૃષ્ણ:—

હા; અક્ષરે અક્ષર સાચી વાત.

યુધિષ્ઠિર:—

શાબાશ! મારા ભીમ! તારા વિના મને સમ્રાટ્ કોણ બનાવે?

ભીમ:—

ઠીક હવે! બીજું જે કાંઈ કામ બાકી હોય તે સોંપી દ્યો કે ઝટ કામે લાગીએ.

કૃષ્ણઃ—

હા, હા, યુધિષ્ઠિર ! હવે વખત ગુમાવવાનું કામ નથી. જે ખરી મુશ્કેલી હતી તે તો ટળી ગઈ છે.

યુધિષ્ઠિરઃ—

કૃષ્ણ, ત્યારે કહો, હવે મારે શું કરવું ?

કૃષ્ણઃ—

શું કરવું શું ! હવે દિગ્‌વિજયની તૈયારી કરો.

યુધિષ્ઠિરઃ—

તમે જ કામ વહેંચી આપો ને.

કૃષ્ણઃ—

ભલે; નકુલ, સાંભળે છે કે ? જો તારે, દિગ્‌વિજય માટે પશ્ચિમ દિશામાં જવાનું છે, સમજ્યો ? અને સહદેવ, તારે દક્ષિણ દિશામાં; અર્જુન જાય ઉત્તર દિશામાં; અને ભીમસેનભાઈ જાય પૂર્વમાં. લ્યો, બધું કામ પતી ગયું !

ભીમઃ—

પણ કૃષ્ણજી ! તમે તો રહી જ ગયા !

કૃષ્ણઃ—

ના, નથી રહી ગયો ! હું હવે જઈશ દ્વારિકામાં !

યુધિષ્ઠિરઃ—

ગોવિન્દ, તમે હમણા અહિં જ રહો તો ?

કૃષ્ણઃ—

ના, ધર્મ, મારાથી અહિં બેસી રહેવાય તેમ નથી.

અર્જુનઃ—

એવું તે વળી દ્વારિકામાં શું કામ છે ?

ભીમઃ—

તું ન જાણે ! એમના વિના તો દ્વારિકામાં અણુદોહ્યું આઢે છે !

કૃષ્ણઃ—

(હસીને) ના, ના; ખરૂં કહું છું. મારૂં ત્યાં કામ

છે. બળરામે મને જલ્દી પાછા આવવાને ઠેરવી ઠેરવીને કહ્યું છે.

ભીમ:—

કામ શું પથરા હોય ! અમથા આગ્રહ માગે છે !

કૃષ્ણ:—

ના, ભીમ, ના; આગ્રહ નથી માગતો. પણ મારો એક વેરી જાગ્યો છે. એ દ્વારિકા ઉપર ચડી આવે એવી ધાસ્તી રહ્યા કરે છે. માટે જ મારે જલ્દી પાછા જવાની જરૂર છે.

ભીમ:—

(મનમાં) મારે વ્હાલીડે નવો જ બુટ્ટો ઊઠાવ્યો ! બોલ્યે તો બંધાનો જ નથી ! બધી વાતે નટખટ છે ! (મોટેથી) એ વળી તમારો વેરી કોણ જાગ્યો ?

અર્જુન:—

કોઈ મોત માગી રહ્યો હશે !

કૃષ્ણ:—

એ મારો વેરી તો પૌંડ્રક વાસુદેવ; બીજો કોણ?

યુધિષ્ઠિર:—

હા, હા; ઓળખ્યો એને. એનું આવી જ બન્યું લાગે છે!

પ્રભાવ જેનો જગ આ વખાણે,
તેને હજી પામર એ ન જાણે;
મદેભર્યો વેર નકામું બાંધી,
હાથે કરી મોત રહ્યો જ માગી!

કૃષ્ણ:—

હવે ચાલો આપણે ઊઠીએ. મારે હજી કુંતાજીને અને દ્રૌપદીને મળવું તો બાકી જ છે.

[સર્વે ઊઠે છે; અને કુંતાજીના આવાસ તરફ જાય છે]

અંક ૧ લો
સમાપ્ત

ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| સુદામો (ત્રિઅંકી બાલનાટક) | કી. ૦-૬-૦ |
| રાજસૂય યજ્ઞ (અંક ૧ લો, જરાસંધ-વધ) | ,, ૦-૪-૦ |
| સીતાહરણ (ત્રિઅંકી બાલનાટક) | ,, ૦-૪-૦ |
| ડાહ્યું કોણ? (એકાંકી બાલનાટક) | ,, ૦-૩-૦ |
| બજરંગી હનુમાન (બાલવાર્તા) | ,, ૦-૩-૦ |
| કૃષ્ણનું બાલચરિત્ર (બાલવાર્તા) | ,, ૦-૨-૦ |
| કંસવધ (બાલવાર્તા) | ,, ૦-૨-૦ |
| નંદનવન ભા ૧ (બાલવાર્તાઓનો સંગ્રહ) | ,, ૦-૪-૦ |

સોલ એજન્ટ્સઃ—

મેશર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ;

બુકસેલર્સ; નાણાવટ, સુરત.

---

મુદ્રકઃ—વજેરામ માનસિંહ.

મુદ્રણસ્થાનઃ—'સુરત સિટિ' પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ, સુરત.

પ્રકાશકઃ જેઠાલાલ છગનલાલ ચૌધરી; ગોપીપરૂં, સુરત.